# પ્રસ્તાવના.

આપણા દેશમાં જુગાર ખેલવાથી નીપજતાં અન થોં કોઈથી અજાણ્યા નથી. જુગાર ખેલવાનો કુછંદ જે માણસને લાગે છે, તે માણસ ચોરી, છીનાળી અને એ વાજ બીજા દુરગુણોથી બાતલ હોતા નથી. અને જુગા રીઓને હાથ રહીં ખુનરેજીના પણ દાખલા થોડા બન તા નથી.

આ રીતે જુગાર બધી રીતે દુનિયાને હાનીકારક છે. અને તે જુગારના કુછંદમાં પડતાં બીજાઓ અટકે એટલા સારૂ આ શુરસેન ચંદનકુમારી દુખ દર્શક નાટક અમો નીચે સહી કરનાર તરફથી લોકના ભલાને સારૂ છપાવી બહાર પાડવામાં આવેલું છે. આશા છે કે આ અમારા પ્રથમ પ્રયાશમાં કાંઈ ભુલ ચુક હશે તો તે દર ગુજર કરશે. શા૦ જેશંગભાઈ મોતીલાલે આ બુકમાં સારી મદદ કીધીછે તેથી તમનો આભાર માનીએ છીએ.

શા૦ મોહનલાલ જેઠાભાઇ.
શા૦ ડાહ્યાભાઇ કેશરીસંગ.

# અર્પણપત્રિકા.

## છપ્પા.

પરમ સ્નેહિ સૌભાગ્ય સપુત નથુભાઈ કેરા;
ઝવેરીની શાખથી વારૂ વખણાય વડેરા;
અમીચંદ રહો અમર વસી નીત વિરમગામે;
મદદ આપી મન માની નકલ ભરી પયાસ હામે;
વળી સ્હાય નીત સુભ કામમાં ધ્યો છો દીલ સાચે વહુ;
મોહન અર્પું આ ગ્રંથ હું કીર્તિ જગ થાવા વધુ.

શ્રી

# સૂરસેન ચંદનકુમારિ દુખ દર્શક નાટક.

---

## પ્રભુ પ્રાર્થના.

### લલિત.

જગપતિ પ્રભુ પાય લાગિયે.
વિનયથી વિભુ સ્હાય માગિયે;
જન ખુવાર કે જુગટે થયા.
વન વિશે વળી પાન્ડવો વહ્યા,
પણ ગતિ અમો બાળ તાહરા.
મદદ માગિયે રે પ્રભુ વરા;
જન જુગારથી કે ગયા મરી;
ઉચિત ઠામ કો ના રહ્યા ઠરી,
વિગત વાંચિ આ નાટકે જુઓ.
વિનવિ શુ કહી રે! ફરી! ફરી!
ઉચિત ખાંતથી ખેલને જુઓ.
દુરમતી હરોરોરે! હરી! હરી!
ચંદન શુર બોં શંકટો સહ્યાં;

ધરણવો વધુ નાટક કહ્યાં;
પ્રણમિ બાળ સૌ જાચયે પ્રભુ,
જય કરો વધુ વિશ્વના વિભુ.



## અંક ૧ લો.

### નાટક પાત્રો.

રાજા શુરસેન........શુર્યકાન્ત નગરીનો રાજા.
ચંદનકુમામારી........તેની રાણી.
પજાસેન............શુર્યકાન્તનો પ્રધાન.
ચોપદાર... ..........છડીદાર.
ઠગો................દીલ્હીના જુગારીઓ.
દરબારી..............બીજા કચેરીના માણસો સીપા
ઇ વિગેરે.



### પ્રવેશ ૧ લો.

#### સ્થળ રાજ કચેરી.

ચોપદાર--નજર રાખિયો મહેરબાન છત્રપતિ પ્રજા પાળ શુરસેન મહારાજને ઘણી ખમા આ--આ. (નકી પોકારે છે.)

શુરસેન--( રાજ્યાસને બીરાજતાં ) પ્રધાનજી!

વજસેન--આગ્ના મહારાજ.

શુરસેન--જુગાર ખેલવામાં મારા જેવો એક પણ રાજા આજે કુશળ છે શુ?

વજસેન--નહીં મહારાજ.

શુરસેન--જુઓ કે વૈતાળ નગરીના પ્રતાપસિંઘ રાજાને જુગાર રમતા જીતીને તેનું રાજપાટ તમામ આપણે સ્વાધિન લીધું છે.

વજસેન—

## ગીતિ.

મેળવ્યું જુગારથી જે, તમામ પૃથ્વિ તણું રાજ;
જળ ઝાંઝવાનું જેવું, તેવું સોગ્યે ગણો મહારાજ.

જુગારથી મોટાં મોટાં રાજ્યો બરબાદ થયાં છે. તો આપણ કોણ માત્ર?! માટે મારૂં માનો તો જુગાર ખેલવાનું છોડી દ્યો.

(પડદામાંથી અવાજ થાય છે.)

ગાયન.

ઠગો—મેરા કાજીસાહેબ, મેરા કાજીસાહેબ. એ રાગ.

અરે! સુરસેન સાહેબ, અમુલ્ય હિરા માણેક આહીં લાયે;
સબ દેશમેં ફીરતેતે પણ કોઇ નહી લેને વાલે;
જબ આપકા નામ સુનકે હુમેરી પાસ આયે. અરે!
સબ રાજાને મેં જેયા પણ આખરમાં એ ખોટા;
ઓઇ દુનિયામાં એસા સુણ્યા સુરસેન રાજા મોટા. અરે!

સબ દુનિયામાં આપ તણી તો કીર્તિ ચાલે લાંબી;
હમને રાજા તુમે આહી કરો બહુ તો રાજી. અરે!

સીપાઈ—ખુદાવીંદ કોઈ મુસાફર બહાર ખડેહે સો રાજ કચેરીમેં આનેકુ મંગताહે. તો કેસા હુકમ.

શુરસેન—ઉસ્કુ અંદર આનેદો (ઠગો આવ્યા છે)

શુરસેન— ગાયન.

અરે લાલદેવ ઈશ તરફ જલ્દી આવ. એ રાગ.

અરે માણસો કેમ આવ્યા છો અહીં,
તે વાત જલદી કહો મારા ભાઈ;
તમ ઈહાં કયા બેચને લાયેહો,
તે વાત તો મુજને તમ કહો.

ઠગો—અરે રાજા તુમ તો સુણો મેરી બાત;
અમો બેચને હિરા લાવ્યા છીએ સાત.

શુરસેન—કીસ સરતસેં એ સબ માલ તુમ ખલાસ કરનેકું મંગતા હો સો બતલા દો.

ઠગો—દાવ માંડકે જુગાર ખેલનેકા હમેરા ઈરાદા હે. મરજી હોય સો આ જાઓ અમને જીતે સો સબમાલ લે જાવે.

સુરસેન—જોઈતું હતું અને વેદે કીધું નીહાલજ થયા તો. પાનને ચુનો લગાવે એટલામાં હું એ સૌ ઠગોને જીતી તેનો તમામ માલ પડાવી લઉ છું.

(સર્વ કચેરી ઉભી થઈ રાજાને અરજ કરે છે)

ગાયન.

મહારાજ માફ કીજીએ ઓઈ આશકા કામહે એ રાગ.

મહારાજ મત ખેલિયે ખરાબી ખ્યાલ હે,
ખરાબી ખ્યાલ હે ઓઈ મરનેકા હાલ હે;
જુગારસેં તો સબી રાજપાટ હારિયે,
રાજ હારિયે તો પીછે દુખ પામિયે. મહા૦
જુગારસેંતો પાન્ડવે વનવાસ તો લીયે,
અપને રાજા ખેલિયે તો રાજ હારિયે. મહા૦
ગરીબ રૈયતની અરજ ધ્યાન ઉતારીએ;
પ્રજા તણું તો કહેવું રાજા સત્ય માનીયે. મહા૦

વજ્રસેન—અરે! આ રાજાની વૃતિ ફરી છે. "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" આજ જ્યાં ખરાબજ થવા બેઠું છે ત્યાં પછી બીજો શો ઉપાય! લાચાર.

(જુગારમાં રાજા રાજપાટ હારવાથી અફસોસ કરે છે.)

## ગાયન.

રાગ સીતાજીના મહીનાનો.

અરે! આજ તો મુજ તણા પાસા તો અવળા કેમ પડયા;
નહી જાણું થયો કાંઈ કોપ કે રાજ હારી ગયા;
હવે કરવો કાંઈ ઉપાય નહીં તો મરી ગયા,
મારી પાસે હતા બે હાર તે રાણી પાસે રહ્યા,
માટે જાઉ હું રાણીની પાસ તો હારે નીકળે;
પણ તેને થાએ બહુ દુખ તેતો જોવું પડે,

જો દુખ ને સુખ અત્યારે જોવા હું રહું,
તો રાજ હાથથી જાય પછી હું તો શું કરૂં;
હવે સુજે નહીં ઉપાય કે વિખ ખાઇને મરૂં,
નિશ્ચે થાવાનું હોય તે થાય રાણીની પાસે જઊં.



## પ્રવેશ ૨ જો.

### સ્થળ રાણીનો મહેલ.

શુરસેન—અરે! મારી પ્યારી પ્રેમદા તારો પેલો અમુલ્ય રતનનો હાર છે તે મને આપ.

ચંદનકુમારી—કેમ મહારાજ એ હારનું આજનું શુકામ પડ્યું છે?

શુરસેન—પ્યારી હું દીલ્લીના ઠગો જોડે જુગારૂં એલતાં રાજપાટ તો હારી બેઠો છું. પણ જો હું આ હાર લઇ રમવા જાઉ તો હમણાં મારૂં ગયેલું રાજ અને તે સાથ ઠગો પાસેનું તમામ જવેરાત જોત જોતામાં જીતી લાવું.

ચંદનકુમારી— ગાયન.

પડું છું વિજોગે પિયા સંયોગથી તારા. એ રાગ.

હાર મારો નવ આપુ ઓ નાથરે મારા,
જો હાર મારો લેશો તો પછી દુખ છે પ્યારા;
સ્વામી નળ સરીખા રાજવી એતો રાજરે હાર્યા,

સતી દમયંતી ને નળ રાજા દુખ બહુ પામ્યા. હાર૦
સ્વામી તમ તણી મતી કયાં ગઇ કે જુગારથી હાર્યા,
જો હાર મારો લઇ જશો તો તમે જશો માર્યા.હાર૦

રાણીએ ઘણુંએ રૂદન કરવા છતાં રાજા હાર લઇ ફરી રમવા ગયો ને રાણી તથા હાર હારી જવાથી ઠગોની માગણી પ્રમાણે રાણી ચંદનકુમારીને તમને સ્વાધીન કરવા રાજા રાણીને મોક્ષ તેને તેડવા જાય છે.

—❧—

## અંક ૨ જો.

### પાત્ર.

શુરસેન............ સુર્યકાન્તનો રાજા.

ચંદનકુમારી..........તેની રાણી.

| | |
|---|---|
| કમળશા.......... | દીલ્લીના ઠગો. |
| ભુખણીઓ........ | |
| ખાપડશા......... | |
| કોદાળશા......... | |

—————

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રાણીનો મહેલ.

( ચંદનકુમારિને કોચપર સુતલી જોઇ)

શુરસેન—અરેરે આ સુકોમળ રાણી એ દુષ્ટોને

હાથ જશે હાય અફસોસ મારા ફુટેલ કરમપર. વિલ.પ
કરી નીચે મુજબ ગાય છે.

## લલિત.

સયન સોભતી રાણી હાયરે,
કયમ જગાડું હું લાહ્ય ત્યાહ્યરે;
વિલાપયે ઘણું, રાણી સાંભળી,
ગજબ શો કર્યો રે! હરી! હરી!
કરૂર કાળશા સાથી સૌ ઠગો,
રમત જીતિયાં એ કસો દગો;
અચિત ખાલી હું રે! થયો રહી,
સરવ રીધિ તો માહરી ગઈ.
નવ રહ્યું કશું રાજપાટરે,
અરર શો બન્યો હાય ઘાટરે;
રઝળતી કરી રાંકડી રણે,
અબુજ હું રમ્યો જુગટુ ઘણે.
પર ઘરે જવા પ્રેમી પ્રેમદા,
કયમ મુખે કહું હાય હું કદા;
મન વિમાસતો રાય દુખથી,
કરવું શું હવે સુજતું નથી.

અરે હાય હવે કયાં જઉં અને કેમ કરૂં? આ દુષ્ટ
ઠગો તો મારી કેડ છોડતા નથી. રાણીને તેમને સ્વાધીન
તે હવે મારાથી કેમ થશે? શીવ! શીવ! શીવ! ( રાજા

મુર્છાંગત થાય છે.)

ચંદનકુમારી--(ઊંઘમાંથી ઝબકી ઉઠી ) અરે! પ્રાણ નાથ! પ્રાણનાથ! આતે તમને શું થઈ ગયું?

## ગાયન.

### રાગ સીતાજીના મહીનાનો.

મારા પ્રાણપતી પ્રાણ નાથ અરેરે આ શું થયું.
કેમ ભુલી ગયા સુખ સાન નુર તો ઉડી ગયું!
કોણ દુખે થયા દલગીર ધીર કેમ હારિયા;
મુર્છાંગતરે મહારાજ અરેરે આ કેમ થયા.

શુરસેન-- ઉપર મુજબ

રાણી ચંદન કુમારી તું તો સાંભળ મારી વાતડી,
વાત કહેતાં પ્યારી આજ થાશે તારી ઘાતડી;
પ્યારી આપ્યો હતો જે તેં હાર ને તુને હું હારિયો
ઠગે દગો દઈ ખરે આજ પ્યારી મને મારિયો.
હવે થા પ્યારી તૈયાર કે ઠગને સ્વાધિન કરૂં;
દુખ તારૂં જોયુ નવ જાય તેથી હું બળી મરૂં.

ચંદનકુમારી—અરેરે હાય હાય આ શું ગજબ થયો! એમ કહી મુર્છાંગત થઈ ભોંઈ ઉપર પડી અને અડધી કલાક જ્યારે સુદ્ધિ આવી ત્યારે ઘણીજ દીલગીરીથી આંખમાં ચોધારે આંસુની ધારા સુધાંત બેઠી થઈ વિલાપ કરે છે.

## લલિત.

અરરર હાયરે સ્વામી માહરા,
લઈજ હાર કયાં નાશી ચાલિયા;
અરરર કયાં જઉં કોણને કહું,
સમજી મન સૌ દુખડાં સહું.
કરમરે કુડાં મેં હશે કર્યાં,
જરૂર આવી તે આજ તો નડ્યાં;
પતી પતી પતી પ્રાણનાં પતી,
જુગટું ખેલવાની કરી મતી.

શુરસેન—પ્યારી હવે આટલું રૂદન શા વાસ્તે કરે છે? જે બનવાકાળ હતું તે બની ગયું તે કેમે કર્યું મિથ્યા થનાર નથી. માટે હવે નચીંત થઈ ચાલ ઠગને સ્વાધિન કરૂં. ( બંને જાય છે. )

—

## પ્રવેશ ૨ જો.

### સ્થળ-જુગારખાનું

કોદાળશા—( ઠગો માંહો માંહે વિચાર કરે છે ) અલ્યાઓ! આ રાજા રાણીને લઈને હજી સુધી કેમ આવ્યો નહી? કાંઈ નાશી તો નહીં ગયો હોય?

ખપડશા—અલ્યા કમળીઆ, ભુખણીઆ ચાલો આપણે તેને જોવા જઈએ. (બધા ઠગો એકઠા થ

ઇને) ચાલો ચાલો આમ માંહો માંહે વાતો કરે છે, એ ટલામાં રાજા સુરસેન તેની રાણીને તેડીને આવ્યો તેને આવતા જોઇ જો એ પેલા રાજા ને રાણી આવ્યા!

કમળશા—અલ્યા ભુખણીઆ માલ તો તારો લાગે છે.

ભુખણીઓ—અરે! હા અલ્યા આપણે પીસોટવાની બહુ મજે પડશે.

કમળશા—અલ્યા એ વાત જવા દે. કારણ આ આ પેલો રાજા રાણીને લઇ આવ્યો તે કાંઇક સાંભળશે તો ભોગ મળશે.

ઠગો—(રાજા રાણીને પાસે આવતા જોઇ) અલ્યા ઓ ઉભે ચ્યેમ આટલી બધી વાર લાગી.

સુરસેન—ભાઇઓ જતાં વાર તો લાગેજ તો.

ઠગો—શું જુવે છે હવે અમને આ તારૂ પુતળું સ્વાધીન કર, અને તું વનમાં ચાલ્યો જા.

રાજા સુરસેન રાણી ચંદનને મુકીને જતાં વિલાપ કરે છે.

## ગાયન.

પડું છું વિછુટો પ્રીયા સંયોગથી તારા. એ રાગ.
સુ૦—પ્રિયા તુજને તજતાં પ્રાણ જાય છે મારા;
ચં૦—ધીરજ ધર આવા દુખમાં ઓ મારા પ્યારા.
સુ૦—તજી જાતાં તુજને પ્રિયા દીલ દુખાય મારૂં;

આ ઠગોએ કર્મ ફોડયું મારૂં ને તારૂં.

ચ૦—ધીરજ ધર આવા દુખમાં ઓ મારા પ્યારા;
જીવતાં હશું તો મળશું પ્યારા કોઇ દીન સાથ;
રૂદન ઝાઝું ન કરશો હું કહુ છું મારા નાથ.

શુ૦—પ્રિયા તુજને તજતાં, પ્રાણ જાય છે મારા;

આમ બંને વિલાપ કરે છે ને ઠગો તેના વચમાં પડીને અરે! સુરસેન હવે તું કેમ વળગ્યો રહયો છે, તું તારે મારગે ચાલ્યો જા.

મારા પ્રાણ કરતાં વ્હાલી પ્રીયા તુને છોડીને હું જાઉ છું. ને આ ઠગોની સાથે સંપથી ચાલજે.

રાજાને જતા જોઇ રાણી મુર્છાગત થાય છે.]



## અંક ૩ જો.

### પાત્ર

સુરસેન..............સુર્યકાન્તનો રાજા.
ચંદનકુમારી........તેની રાણી (જોગીના વેશમાં).
લક્ષ્મિચંદ........ } વિસલા નગરીના વેપારીઓ.
કપુરચંદ.......... }

નાટકકારો ગાનારા વિગેરે. કેટલાક સીપાઇઓ.



# પ્રવેશ ૧ લો.

## સ્થળ અઘોર જંગલ.

રાજા શુરસેન વનમાં આથડતો આથડતો આવે છે ને વાઘ, વરૂ, વણીયર, ચિત્રા, અજગરો આદિ પ્રાણીઓના અઘોર શબ્દો થાય છે તે સાંભળી રાજા અફસોસીમા વિલાપ કરે છે.

## ગાયન.

પડું છું વિછુટો પ્રિયા સંજોગથી તારા. એ રાગ.

આવ્યો છું આ જંગલમાં નથી કાંઈરે સુજતુ,
ગમ કાંઈ પડતી નથી દુખ અતિ થતુ. આ૦
વાઘ વરૂને શિયાળીયા બોલે બહુ ઘણા.
ભયંકર શબ્દો થાય છે તેમાં નહીં મણા. આ૦
સ્હાય કરજે આ સમે પ્રભુ આશરો તારો,
બાંક લાગે છે મને જીવ જાય છે મારો, આ૦

અરે! હાય આ અઘોર વનમાં મારાથી હવે એક ડગલુ પણ આગળ વધાતુ નથી ભલા ભગવાન! તમે ઠગોને સ્હાય થઈ મને જુગારમાં હરાવ્યો. મારી પ્યારી રઈયતથી પ્રિયા ચંદનકુમારી રાણીથી વિયોગ પડાવ્યો. અને મને આવા અઘોર વનમાં કાઢયો. ખેર જેમ તારી ઈચ્છા. અધધધ આ શી સીદ્ધિ અને ઊંચી ટેકરી! મારાથી તેની ટોચ પહોંચાવાનું નથી અરે! મારી પુરી કમબખ્તી આવી. જુગાર! જુગાર! તારૂં નસંતાન જજો. મારૂં રાજ,

મારી પ્રીયા, મારી નગરી અને તેમાં વશનારા મારા આગ્નાકારી લોક! આ બધું જ્યારે મને યાદ આવે છે ત્યારે મારાથી રડ્યા વગર રહેવાતુ નથી.

અરે ભગવાન મારા શા ભોગ લાગ્યા કે હું એ ઠગો સાથે જુગારૂં રમવા ગયો! અરે! હાય રાણી ચંદન કુમારી તારી શી ગતી થઇ હશે. નીરદોષ અબળા મેં અબળે જ્યારે તને હાથોહાથ એ દુષ્ટ જુગારીઓને સ્વાધિન કીધી ત્યારે તને વળેલી મુર્છાનો ચિતાર હજુ પણ મારા પાપી ચિત્તમાંથી ખશ્યો નથી. અને તો પણ સંકટમાં સબુરી પકડવાને તેં જે મને વીદાય થતાં મધુર વચનો કહેલાં તે આવે વખતે હવે મને કોણ આવીને સંભળાવશે? પ્રિયા! ઓ પ્રીયા—

## લલિત.

અરર ઓ પ્રિયા આવી કયાં મળું;<br>
વદન નીરખી હાય હું ઠરૂં;<br>
વગર વાંકથી હાય પહેરી,<br>
વિપત કાળમાં વેગળી કરી.<br>
ધીરજ ધારતો જન ધરાપરે,<br>
વન વિશે ફરૂં ત્રાહી ત્રાહીરે;<br>
ગગન આ ઘટા મેઘની ચડી,<br>
કડડ વિજળી રે પડી! પડી!<br>
કઠણ કાંકરા પાય ખુંચતાં,

હરણ વાઘ હાં! સિંહ છે છતાં;
ડુંગર ને વડા પ્હાડ પેખિયે;
નદી ગુફા ઘણી દૃષ્ટ દેખિયે.
નજર ના પડે રે નીહાળતાં,
ઝરણ પાણીના ભવ્ય ભાળતાં;
હૃદય ફાટી તો જાય બીકથી,
કથન દુષ્કડુ કયાં કહું કથી.

"સીંહગર્જના થાયછે." હાયબાપરે ખાધો, નાસવા જાયછે અને પગ લથડવાથી ચીત પાટ પડેછે. ઓ મારા બાપરે! મરી ગયોરે! આ મારો હાથ ભાગ્યો! હાય! હાય! (ઉભો થવા જાય છે. મારાથી તો ઉઠી પણ શકાતું નથી. આહીં હવે મારૂં કોણ બેલી. માણસનું તો ઠીકજ. પણ પ્રાણીની જાત સરખી પણ નજર આવતી નથી. આ શો એકાએક ફેરફાર! આકાશ ઘેરાયું છે તો હવે આ અંધકારમાં તે મારે કયાં જવું! વિજળી પણ થઈ રહી છે. કડાકા પણ એક પછી એક થએ જાય છે! અને આ મોટા વંટોળીઆ સાથ વરસાદે પણ ઝાપટવા માં ડયું! ઓછામાં પુરૂ વળી જેના વાટપાડુઓથી હું લુટાયો અને મોટી આજીજીથી જીવતો તો છુટયો પણ વસ્ત્ર સરખી જાત મારી પાસે રહી નથી. આમ ચોતરફથી મારાં નશીબ ફરી વળ્યાં છે અને હવે મારે ઉગરવાનો આરો નથી. વરસાદે તો મુસલધાર વરસવા માંડયું છે ને આ નદી કોતર ગાળા અને ગુફામાં ઉંચે ડુંગરીઓ ઉ

પરથી પડતાં પાણીના ધોધ મારે કાન આવે છે. અધધ શું વરસાદનું જોર છે. હવે ઉઠ્યા વગર આરો નથી. નહીં તો આહીંના આહીં રામ રમી જશે. અરે પણ એવાં ક્યાંથી ભાગ્ય કે મોત આવે! આગળ ચાલતાં નદી બે પુર જોસમાં ઘુઘવાટા કરતી સંભળાઇ અને રાજાએ તેમાં આંધળીઆં કરી પડતું મુક્યું, તે સુરસેન ગળકાં ખાતો ને તણાતો ચાલ્યો,



## પ્રવેશ ૨ જો.

### સ્થળ એક ગામડાની ધર્મશાળા.

મુખણીયો—અલ્યા કમળીઆ આતો ઉલટી બલા કોટે વળગી. આપણે ત્યાં એની કેડે ફરતા ફરશું! રાંડ ડગલું તો ભરતી નથી ને ઊંહાળા નીહાળા નાખ્યા કરે છે, જોને આ લોથ થઇને પડી છે તે!

ફોદાળશા—અલ્યા એને પડી રહેવા દો એક ખુણે ક્યાંઇ. કોઇ આવીને ઉપાડી જશે.

ખપડશા—એ તે શું આપણું દળદર મારવાનું હતું. વળી રૂડી સ્ત્રી આપણી જોડે જોઇએ નહીં. કોઇક સરકારી માણસ એને ભાળે તો આપણ નાનકી યા છીએ એમ જાણી આપણ બધાને પકડી જાય માટે ભાઇઓ એને મુકો આપણ છાનામાના નાસી જઇએ.

ઠગો—બધા એક સાથે રાણીને સુતી મુકી નાસી જાય છે.

ચંદનકુમારી—અરે! હાય આ દુષ્ટોએ મને અહીંજ રઝળતી મુકી. હવે આહીં મારૂં કોણ બેલી! સ્ત્રી જાત હું એકલી મારી ભરજુવાની. અને વળી ઓછામાં પુરૂં પરમેશ્વરે રૂપ આપ્યું. નહીતો એટલી કાંઇ પંચાત નહોતી. કદીને દીવશ ઉગતા સત્તાવાળાઓ મને કોઇ ટોકશે તો હું અબળાનું આહીં શું જોર. લંપટ રાજકુંવર, કે રાજના કોઇ કુછંદી માણસને નજર થઇશ તો પતીવ્રત સાચવવું ભારી થઇ પડશે. હવે નાશી જાઉ તો સારૂ. પણ નાશે ક્યાં આરો છે. કદી કોઇ રસ્તામાં મળ્યું ને તેની દાનત બદદાનત થઇ તો વળી એક કરતાં બે થશે. વધારે બેહેતર એ છે કે ધર્મશાળાના કુવામાં પડતું મુકુ. (કુવા આગળ જઇ જુવેછે). અરે! પણ આ તો ઢાંકણથી ઢાંકેલછે પાછી ફરેછે. અરે હા મને યાદ આવ્યું. આ જોગી તેની ઝોળી અને કફની ખીંટીએ રાખી ઊંઘેછે તો અચ્છો લાગ છે. કફની પેરી ઝોળી ધારણ કરી રાણી (જોગીના વેશમાં રસ્તે પડે છે).



## પ્રવેશ ૩ જો.

(સ્થળ વિમળા નગરીનો બજાર ચોક).

લક્ષ્મિચંદ—ભાઇ કપુરચંદ પેલા આજે બારવાગ્યા

પાણીમાં ડુબેલા માણસને નદીમાંથી તણાતાં કાઢી લાવ્યા હતા તો તે સુર્યકાંત નગરીનો રાજા પેલો જુગાર ખેલતાં રાજપાટ હારી વનવાસ નીકળી પડેલો સુરસંગ નીકળ્યો.

કપુરચંદ—હેં શું એ બીચારાની આવી અધમદશા થઇ છે? સીવ! સીવ! સીવ! ભલા ભગવાન તું ન કરે તે થોડું.

લક્ષ્મિચંદ—કહેછે ને કે સુર્યકાન્તથી તેના માણસો રાજા જીવતો નીકળવાની તેમને ખબર મળવાથી અહીં તેડવા આવ્યા છે જે છડીસ્વારીએ નીકળ્યા તે જ એ હશે!



## પ્રવેશ ૪ થો.

### સ્થળ—માર્ગ.

ચંદનકુમારી—( જોગીના વેશમાં એકલી-) આહા! શી પરમેશ્વરની લીલાછે. ચડતી પડતી અને તડકા છાંયા આમ વારા ફેરી ચાલ્યુંજ આવેછે. નહીંતો વળી હું આ માર્ગમાં હોઉંજ શાની? હરી ઇચ્છા. ભાવીભાવ આગળ કોઇનું કશુંજ ચાલતું નથી. નહીં તો વળી જુગારૂં ખેલવાની ઊંધી મત રાજાની થાયજ સીદ! વનમાં રાજાની શી દશા થઇ હશે! કુણ જાણે કે વાઘ વરૂના પંઝામાં તેઓ સપડાયા તો નહી હોય? રાતનાં મને

સમણાં આવ્યા કરેછે. પણ હાય હવે હું ક્યાં મળું રે પ્રાણનાથ!

### લલિત.

અરર હાયરે હાય ઓ પતી,
દુઃખદકાળમાં શી થઈ ગતી;
મળવું ક્યાં હવે થાય આપણું,
તમ વિયોગથી દુખી હું ઘણું.
દહન દેહડી થાય માહરી,
પતી પતી પતી હું જઉં મરી;
જુગટું ખેલતાં ખોયું રાજરે.
બુરી દસા થઈ રે હરે હરે.
પણ પતી તમો જીવ જાયછે.
ચંદન ચીતડે લ્હાય લાયછે;
ભગવતા કરે ભેઠઆપણી,
વિપત વેઠતાં રે થઈ ઘણી.

વિમળાપુરીથી નીકળેલ છડી સ્વારો સાથ શુરસેન ગા રગમાં આવતાં રાણી રૂપસુંદરીને મળે છે ને ૫ રસ્પરની ઓાળખ પડતા બધા માણસોમાં આ નંદ આનંદ વર્તિ રહેછે ને સૌ સુર્ય કાંત નગરમાં આવી સુખચેનથી રાજ ચલાવે છે. અસ્તુ



## બે બઇરીના એક ધણીનો ફારસ.

ગડબડશા—નવ વાગ્યાને સુમારે બજારમાંથી આવી ઘરના બારણામાં પેસે છે.

જુની--જુઓ તમારી સગલીએ હજુ તો ચુલો પણ સળગાવ્યો નથી ને ગુમાસ્તો શાક તો ક્યારનોએ આપી ગયો છે.

નવી—સવારમાં ઉઠીને ચાર બેડાં પાણી ભરી આવી ને શેઠાણી તો પગ ઉપર પગ ચડાવીને બેઠાં છે ત્યારે હું કાંઇ લુંડાપણુ કરવા આવીછું.

ગબડશા—જુનીને તાડી મની રાંડ તારોજ વાંક છે કે હજુ સુધી શાક પણ નથી સમાર્યું ને ચુલો પણ નથી સળગાવ્યો આટલી બધી સા ઉપર ફાટી ગઇ છે.

જુની—આપડે તો કાંઇ પણ કાતાં નથી તમે ને તમારી આ ચંદાકુંવર બે ગમે તેમ કરો હવે માહરે શું લેવા દેવા છે.

ગબડશા—કેમ તું ઘરનું કામ નહી કરે. અલબત અડધો અડધ કરવું પડશે.

જુની—અડધું કામ દેવુ હોય તો બધું અડધું વેંહચો.

ગબડશા—તું સી ચીજ વીના રહી

જુની—વાકને હાર, ને કસબી સાડી પેહેરાવીને તો બાસાહેબને બનાવોછો, ને મને તો ચાર રૂપીઆનું

મગીપુંજ મળે છે.

ગબડશા—કમજાત જરા વીચારીને બોલ લુચી રાંડ કોની બાસાહેબ કહે છે.

જુની—લુચી તો તારી હોય તે ને કમજાત તો ન ગાંદી જણાય છે જો લોકોને બાહાર જઇને પુછતો ખ રો કે તારી સગલીએ કેવું નામ કહાડયું છે.

નવી—જુનીને છીનાળ હું તને કયારે બોલાવું છું તે વચમાં મારૂ નામ દે છે તું તારૂં તો સંભાળ પહેલાં તેં શું કર્યું છે તે અજાણ્યું નથી છાની માની બેસી ર હે નહીં તો હમણાં ઉઘાડું કરી આપીશ.

જુની—જોને આ રાંડ અને રંડવો બે મારી પાછ ળજ ખાઇ પીને મચ્યાંછે ને રાંડ બોલે છે ને ભડવો ઉ ભો ઉભો સાંભળે છે બળયાં તારાં વરસ રાંડવો સરજ્યો હોત તોય સારૂં કે રાંધી ખાત.

ગબડશા—અલી નવી ઉઠ મનેતો ભુખ લાગી છે હું ખાઇને જઉં એટલે પછી લડો મરજો પણ હમણાં રોટલી ને શાક તો કરી આપ અલી નવી તું જ ઉઠ ને રાંડ મને તો ભુખ લાગી છે.

નવી—આ પેલા દાબડામાં લાકડુસાઇ ને ખાખરા છે તે લઇને ખાઓ થોડા દહાડા ઉપર તો સગલીનું ઉ પરાણું લઇને મારવા આવ્યાંતા તે શાક રોટલી નહીં ક રી આપો.

ગબડશા--ઉઠને રાંડ તું એ વળી ખાસડાનું અહોક છે ને મારા કુયાં ભોગ લાગ્યાં કે મેં એ રાંડો કરી મુઓ વસ્તાર નહી વધે તો, શું છોકરો મસાણમાં ગાયો હોવ રાવશે.

નવી--કોણ તેડવા આવ્યું હતું કે મને પરણોને પરણો ગરજ હતી તો આવ્યા હતા. મારા બાપે પચાસ વરસનો વર જોયો તે કાંઈ લુંડાપણું કરવા નથી જોયો અત્યારમાં બબ્બે મણના ચાર બેડાં તો પાણી લાવી હવે તો રાંધવાની આય નથી.

જુનો--અત્યારે તો હું રાંધી આપુછું પણ હવે બધું બરાબર નહીં રાખો તો પછી જોઈ લેજો એને તો બધું પારકું છે કે જ્યાં ત્યાં રખડવું પણ મારા તો ભોગ છે.

નવી--તું નથી રખડતી તેતો મારૂં કાંઈ અજાણ્યું છે! તું સતી છે તે બધા જાણે છે હમણાં છાનીમાની કામ કર પછી બધું બતાવીશ.

ગબડશા--જોજો હું સક કહુંછું કે હમણાં હું ઘરમાંછું ત્યાં સુધી તમે બેમાંથી એકે હવે બોલો તો એની પુજા પાઠો કરીશ વળી જો આ ખુંટું લઈને બેસુછું.

બધા--ચુપો ચુપ.

જુઓ બે બૈરીની મઝા.



## સર્વ એકઠા મળી ગાયછે.

### ગાયન.

પૂર્ણું થયોછે ખેલ સજજનો૦ એ રાગ.

કોઈ ન રમશો જુગાર સજજનો૦ ટેક.
જુગાર રમવાથી નકી માનો થાશો આપ ખુવાર; સ૦
પાન્ડુ તણા પુત્રો રમી પાંડવ ગયા વન મોઝાર; સ૦
રાજા નળ રાણી દમયંતી પામ્યાં દુખ અપાર; સ૦
સુરસેન રાજા જુગાર રમિયો પડયા દુખ અંબાર; સ૦
કષ્ટ ચંદનકુમારીએ વેઠયું રહી વિના આધાર; સ૦
નાટક કર્તા શીશ નમાવી પ્રણવે વારંવાર. સ૦



# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોના નામ.

## અમદાવાદ

| નકલ | નામ. |
|---|---|
| ૨૫૦ | શા૦ જેશંગભાઈ મોતીલાલ. ગ્રંથ કર્તા. |
| ૧૦૦ | શા૦ છોટાલાલ લલુભાઈ. |
| ૧૫ | શા૦ હરીલાલ શવચંદ. |
| ૧૦ | શા૦ કલ્યાણભાઈ કેશરીસંગ. |
| ૩ | શા૦ બાલાભાઈ જેઠાભાઈ. |
| ૩ | જોશી ચુનીલાલ લલુભાઈ. |
| ૨ | શા૦ શકરા શવચંદ, |
| ૨ | શા૦ મણીલાલ ચુનીલાલ. |
| ૧ | શા૦ જેસીંગ ચુનીલાલ. ફોટોગ્રાફર. |
| ૧ | શા૦ પોપટભાઈ હીમચંદ. |
| ૧ | શા૦ ભગુભાઈ અમરચંદ. |
| ૧ | શા૦ પોપટભાઈ મનસુખ. |
| ૧ | શા૦ છોટાલાલ હરગોવન. |
| ૧ | શા૦ વાડીલાલ સાંકળચંદ. |
| ૧ | શા૦ સાંકળચંદ કાળીદાસ. |
| ૧ | શા૦ છોટાલાલ જેઠાશા. |
| ૧ | શા૦ ભોગીલાલ રાયચંદ, |

૧ શા૦ ભગુભાઈ બેહેચર.
૧ શા૦ ગોકળદાસ ચુનાલાલ.
૧ શા૦ ચુનીલાલ સાંકળચંદ.
૧ શા૦ નકરા જેસીંગ
૧ સટાવાળા શા૦ રાયચંદ તારાચંદ.
૧ મોચી ગુલાબચંદ કશનદાસ.
૧ શા૦ રતનચંદ છગનલાલ.
૧૦ શા૦ દલપતરામ પ્રેમચંદ.
૧ શા૦ ડાહ્યાભાઈ હરીલાલ.
૧ શા૦ નથુભાઈ નગીનદાસ.
૧ શા કેશવલાલ મગનલાલ.
૧ ચીમનલાલ છગનલાલ.
૧ મણીલાલ પ્રેમચંદ.
૧ ભુલાભાઈ અમીચંદ.
૧ ચુનીલાલ પરસોતમ.
૧ શા૦ સાંકળચંદ દોલતરામ.
૧ ભોગીલાલ લખમીચંદ.
૧ ડાહ્યાભાઈ નાનસા.
૧ તીકમલાલ મોહનલાલ.
૧ લલુભાઈ કુબેરદાસ.
૧ નેમચંદ અમીચંદ.
૧ ત્રીભોવન ગુલચંદ.

૧ શા૦ મોહનલાલ ભોગીલાલ.
૧ ત્રીકમલાલ હીરાચંદ.
૧ ભોગીલાલ જેઠાસા.
૧ ડાહ્યાભાઈ લલુભાઈ.
૧ ગોકળ દોલતરામ.
૧ ઘાંચી જમનાદાસ શીવલાલ.
૧ નાગર. ભાઈ કંઠરાય જસવંતરાય.
૧ શા૦ ડાહ્યાભાઈ પરસોતમ.
૧ મણીલાલ છગનલાલ.
૧ જોશી ચુનીલાલ લલુભાઈ.
૧ અમરતલાલ રણછોડલાલ.
૧ છોટાલાલ રણછોડલાલ.
૧ ભુરાભાઈ દામોદરદાસ.
૧ શા૦ હરીભાઈ મુળચંદ.
૧ શા૦ વાડીલાલ જમનાદાસ.
૧ શા૦ ચુનીલાલ હીરાચંદ.
૧ શા૦ મોહનલાલ ગીરધરલાલ.
૧ શા૦ મણીલાલ સાંકળચંદ.
૧ શા૦ પરસોતમ તીકમલાલ.
૧ શા૦ ચુનીલાલ હરગોવનદાસ.
૧ શા૦ ભગુભાઈ વાડીલાલ.
૧ શા૦ ચુનીલાલ સાંકળચંદ.
૧ શા. જેઠાભાઈ મગનલાલ.

૧ શા૦ દલસુખ શંભુલાલ.
૧ શા૦ અમરતલાલ તરભોવનદાસ.
૧ શા૦ પેમચંદ ઠાકરશી.
૧ શા૦ રતનચંદ શવચંદ.
૧ શા૦ કેવળદાસ છગનલાલ.
૧ શા૦ મનસુખ હઠીશંઘ.
૧ શા૦ કેવળદાસ સાંકળચંદ.
૧ શા૦ મકુલાલ લલુભાઈ.
૧ શા૦ મનસુખ કાળીદાસ.
૧ શા૦ નાથાભાઈ લલુભાઈ.
૧ શા૦ પુંજાભાઈ સરૂપચંદ.
૧ પટેલ દલપત ભીખાભાઈ.
૧ શા૦ મોતીલાલ ઉમેદચંદ.
૧ શા૦ મંગળ લલુભાઈ.
૧ શા૦ રતનચંદ છગનલાલ.

## વીરમગામ.

૫૦ ઝવેરી શોભાગચંદ નથુભાઈ.
૫૦ શા૦ અમીચંદ નથુભાઈ.
૨ શા૦ મોહનલાલ કચરાભાઈ.
૫ રા. રા. ખોડીદાસ ખુશાલદાસ.
૧ દોશી પ્રભુ રવચંદ.
૫ વોરા કરશન લક્ષ્મીચંદ. માંડળ.

## ગોધાવી.

૧૫ શા૦ મુળચંદ માનચંદ.
૨ શા૦ ગીરધર હુરચંદ.
૧ પે. આ. મુળજી પભુરામ.
૧ બી. આ. મુળચંદ રવચંદ.
૧ શા૦ દલીચંદ પાનાચંદ.
૫ શા૦ ઉમેદ પીતાંબરદાસ.
૧૦ શા૦ દલસુખ પાનાચંદ.

## સાણંદ.

૨ શા૦ રતનચંદ છગનલાલ.
૨ મેહેતા જેશંગભાઈ હઠીશંગ.
૧ શા૦ ગગાભાઈ તેજપાળ.
૧ મેહેતા મંગળભાઈ દેવકરણ
૧ મેહેતા જેમલ કાળીદાસ.
૧ છોટાલાલ મહાશંકર.
૧૦ રા. રા. જેશંગ માનચંદ. મુંબાઈ.

## સોલાપુર.

૫ ભટ લખમીચંદ કેવળરામ.

## કોઠ.

૧૦ તરવાડી ગંગારામ વીશ્વનાથ.
૧૫ તલકશી રઘુભાઈ.

૫ કંદોઈ જેઠાભાઈ માણેકચંદ.
૨ શાંઘવી ગોવીંદજી પરસોતમ.
૨ પાઠક છોટાલાલ અમરશી.
૨ પોપટ જશરાજ.
૧ શા૦ રતનશી ચકુભાઈ.

## જેતલપુર.

૨ શા૦ પ્રેમચંદ વરધમાન.
૧ શા૦ ડાહ્યાભાઈ દીપચંદ.
૧ પટેલ જુગલભાઈ કલ્યાણદાસ.

## બારેજા.

૬ શા૦ ત્રીભોવન છગનલાલ.
૧ શા૦ ફતેચંદ માનચંદ.
૪ શા૦ કશરાભાઈ ગગલ.
૨ શા૦ ભીખાભાઈ કેવળ.
૨ શા૦ કાળીદાસ છગનલાલ.
૧ શા૦ રવચંદ વીરચંદ.
૧ વાડીલાલ અમથા.
૧ ઠકર ચકુ ગીરધરદાસ.
૧ ઠકર શવજી ભાણજી.
૧ શા૦ ફકીરચંદ કેવળદાસ.
૧ ઠકર જગજીવન કુબેર.

# સૂચના.*

અગાઉથીજ.　　　　　કીમત રૂ૦—૧—૦

રચનાર કવિ જટાશંકર ગવરીશંકર લીંબડીવાળા.

આમા નીચે સહી કરનાર તરફથી થોડા રોજમાં "અમદાવાદ શેહેરની રચના" એ નામની સોળ પેજી ૫૪ ડેમી ફાર્મ એ સારા ટાઇપમાં જે ઉમદા કાગળથી છ પાવી બહાર પાડવાનો વિચાર રાખ્યો છે અને તે તરેહ તરેહના રાગ રાગણી ને દોહરા ચોપાઇ છપા આદિ પદ્યમાં બનાવવામાં આવશે. માટે અગાઉ ગ્રાહક થનારે જુલાઇ આખર સુધીમાં પોતાના નામો નીચે લખેલે ઠેકાણે આવી નોંધાવી જવા અગર લખી મોકલવા.

તા૦ ૧૯—૬—૮૬.

અમદાવાદ.<br>ઘાંચીના પોળ. } શા૦ જેશંગભાઇ મોતીલાલ.